**૨ ચાર જાતનાં ફૂલ**—૧ ફૂલ, સુગંધે કરીને સહિત અને રૂપે કરીને પણ સહિત. ચંપા, ગુલાબનુ ફૂલ ૨ એક ફૂલ, સુગંધ સહિત છે પણ રૂપ નહીં તે બોરસલી, પોયણનું ફુલ ૩ એક ફૂલ, રૂપ સહિત છે, પણ સુગંધ નથી, તે આવળનું ફૂલ ૪ એક ફૂલને રૂપ પણ નથી અને સુગંધ પણ નથી, તે આકડા ધતુરાનું ફૂલ એ દષ્ટાંતે **ચાર પ્રકારના પુરૂષ** છે, તે કહે છે—એક પુરુષ, રૂપ સહિત છે, પણ શીલ સહિત નથી બ્રહ્મદત્ત ચક્રવર્તીની પેરે. ૨ એક પુરુષ, શીલ, સહિત છે, પણ રૂપ સહિત નથી, તે હરકેશી અણગારની પેરે ૩ એક પુરુષ રૂપવંત છે અને શીલવંત પણ છે, તે **ભરત રાજાની** પેરે. ૪ એક પુરુષને રૂપ પણ નથી અને શીલ, એટલે ભલો આચાર પણ નથી, તે કાળસુર્યા કસાઈની પેરે.

**૩ ચાર પ્રકારના શ્રાવક**—૧ સાધુને, માતા–પિતા સમાન ૨ ભાઈબંધ સમાન ૩ ભાઈ સમાન ૪ શોક્ય સમાન ૪ પ્રકારના શ્રાવક ૧ અરીસા સરખા શ્રાવક તે, સાધુ જેવું સિદ્ધાંત કહી સંભળાવે તેવુ પાછું ફરી, કહી બતાવે, ૨ બીજા, ધ્વજા સરખા, તે વિચિત્ર દેશના સાભળી મન આઘુપાછું થઇ જાય ૩ ત્રીજા, ઠુંઠ થાભલા સરખા તે, લીધી વાત ખોટી ઠરે છતા પણ મૂકે નહિ ૪ ચોથા, કાંટા સરખા, શિખામણ દેનારને પણ સામા વચન કહી દુઃખ દે એ ચાર.

**૫ ચાર પ્રકારના કરંડીઆ**—૧ રાજનો કરંડીઓ તે સમાન તીર્થંકર દેવ ૨ વ્યવહારીઓનો કરંડીઓ તે સમાન ગણધર દેવ. ૩ વેશ્યાનો કરંડીઓ તે સમાન અન્ય દર્શની. ૪ ચંડાલનો કરંડીઓ તે સમાન જંત્ર–મંત્ર કરનાર સાધુ.

**૬ ચાર કષાય**—કઇ કઇ જગ્યાએ લાભે તે કહે છે–૧ નારકીમા ક્રોધ ઘણો. મનુષ્યમા માન ઘણુ. ૩ તિર્યંચમા માયા ઘણી ૪ દેવતામા લોભ ઘણો.

**૭ ચાર જાતનાં અજીર્ણ**–૧ તપશ્યાનુ અજીર્ણ, ક્રોધ. ૨ જ્ઞાનનું અજીર્ણ, અભિમાન. ૩ કામનું અજીર્ણ, નિંદા–કુથલી ૪ પેટનું અજીર્ણ, અધિક અન્ન ખાય તે

**૮ ચાર પ્રકારનાં ઝાડ, પરિવાર સહિત**–૧ એક શાલીનું ઝાડ અને શાલીનો પરિવાર, તે આદિનાથ અને ભરત ચક્રવર્તીની પેરે ૨ એક શાલીનું ઝાડ અને એરંડાનો પરિવાર, તે ગર્ગાચાર્યના શિષ્યની પેરે ૩ એક એરંડાનું ઝાડ અને શાલીનો પરિવાર, તે ઇંગાલમર્દન આચાર્યના શિષ્યની પેરે ૪ એક એરંડાનું ઝાડ અને એરંડાનો પરિવાર, તે કાળસુર્યો કસાઇ અને તેના પરિવારની પેરે

**૯ ચાર પ્રકારના મેઘ**–૧ એક મેઘ ગાજે પણ વરસે નહીં. ૨ એક મેઘ વરસે પણ ગાજે નહીં. ૩ એક મેઘ ગાજે ને વરસે. ૪ એક

નહીં અને વરસે પણ નહીં, તે ઠાલાં વાદળાં. એ દૃષ્ટાંતે ચાર પ્રકારના પુરૂષ કહ્યા તે કહે છે–૧ પુરૂષ અભિમાન કરે, પણ દાન દે નહીં. ૨ એક પુરૂષ દાન આપે, પણ અભિમાન કરે નહીં. ૩ એક પુરૂષ દાન પણ આપે અને અભિમાન પણ કરે. ૪ એક પુરૂષ દાન પણ આપે નહીં, અને અભિમાન પણ કરે નહીં.

**૧૦ ચાર પ્રકારના મેઘ**–૧ એક મેઘ કાળે વરસે, પણ અકાળે વરસે નહીં. ૨ એક મેઘ અકાળે વરસે, પણ કાળે વરસે નહીં. ૩ એક કાળે પણ વરસે અને અકાળે પણ વરસે ૪ એક, કાળે પણ વરસે નહીં અને અકાળે પણ નહીં. એવી રીતે ચાર પ્રકારના પુરૂષ કહ્યા. તે કહે છે. ૧–એક પુરૂષ માગે તેને દાન આપે પણ માગે નહીં, તેને દાન આપે નહીં. ૨ એક પુરુષ જરૂરિયાત ન હોય તેને દાન દે. પણ જરૂરિયાતવાળાને દાન દે નહી ૩ એક જરૂરિયાતવાળાને દાન દે. અને અજરૂરિયાતવાળાને પણ દાન દે. ૪ એક જરૂરિયાતવાળાને દાન દે નહિં અને અજરૂરિયાત વાળાને પણ દાન દે નહીં.

**૧૧ ચાર પ્રકારના મેઘ**–૧ એક મેઘ ક્ષેત્રમાં વરસે, પણ ખારમા વરસે નહીં, ૨ એક ખારમાં વરસે, પણ ક્ષેત્રમાં વરસે નહીં. ૩ એક ક્ષેત્રમાં વરસે અને ખારમાં પણ વરસે. ૪ એક ક્ષેત્રમા પણ વરસે નહી અને ખારમા પણ વરસે નહીં. એ રીતે ચાર પ્રકારના પુરુષ જાણવા–એક પુરૂષ, સુપાત્રને દાન દે, પણ કુપાત્રને દાન દે નહીં ૨ એક પુરૂષ, કુપાત્રને દાન દે, પણ સુપાત્રને દે નહીં ૩ એક પુરૂષ સુપાત્રને દાન દે અને કુપાત્રને પણ દાન દે. ૪ એક સુપાત્રને દાન દે નહીં અને કુપાત્રને પણ દાન દે નહીં, તે કૃપણ,

**૧૨ ચાર પ્રકારના મેઘ કહ્યા**–૧ એક મેઘ એક વાર વરસે અને તેમાં દશ હજાર વર્ષ સુધી અન્ન નીપજે ૨ એક મેઘ એક વાર વરસે અને હજાર વર્ષ સુધી અન્ન નીપજે. ૩ એક મેઘ એક વાર વરસે અને [illegible] અન્ન નીપજે ૪ એક મેઘ ઘણીવાર વરસે અને એકવાર ધા[illegible] આગનો મેઘ. એ દ્રષ્ટાંત, પુરૂષ ઉપર ઉતારે [illegible] ગજસુકુમાળે એકવાર દેશના સાભળી, રાજ્ય છોડી દીક્ષા કેશીકુમારની એકવાર વાણી સાંભળી વ્રતધારી થયા. વાણી સાંભળી સમકિતી થયા ૪ પાંચમા આરાના જીવ દેતા રહેતી ઘણી કરણ, કારણ કે સાંભળે ત્યાં [illegible] સમાન જાણવા.

**૧૩ ચાર પ્રકારનાં બળ**—એક એક જીવને તપશ્યાનુ બળ છે પણ આહારનુ બળ નહી. ૨ એક એકને આહારનું બળ છે પણ તપસ્યાનું બળ નહી. ૩ એક એકને આહારનુ બળ છે અને તપશ્યાનુ પણ બળ છે ૪ એક એકને આહારનું બળ પણ નથી અને તપશ્યાનું બળ પણ નથી તે માદો

**૧૪ ચાર પ્રકારના ગોળા**—૧ માખણનો ગોળો તે તડકે તરત ઓગળી જાય તેમ એક એક પુરૂષ કોઈના માઠાં વચન સાભળી તરત ધર્મ છોડી દીએ ૨ એક લાખનો ગોળો તે તડકે ઓગળે નહીં પણ અગ્નિ પાસે મૂકીએ તો તે ઓગળી જાય તેમ એક એક પુરુષ વચન સાભળી ધર્મ છોડે નહીં પણ ગાળ, મહેણાં સાભળી, ધર્મ છોડી દીએ ૩ એક લાકડાનો ગોળો તે તડકે અગ્નિની પાસે મેલ્યો ઓગળે નહીં, પણ અગ્નિમા નાખ્યો બળે તેમ વચન સાભળી ધર્મ મૂકે નહીં, પણ મારકૂટ કરે તે વારે ધર્મ છોડે ૪ એક માટીનો ગોળો, તે તાપમા નાંખે તે વારે વિશેષ પાકો થાય, પણ ઓગળે નહી, તેમ એક પુરૂષ ને કાઇ દુ ખ દીએ ત્યારે ધર્મમા વધારે દઢતા થાય, પણ ધર્મ મૂકે નહી, કામદેવ શ્રાવકવત્

**૧૫ ચાર પ્રકારના પુરુષ**-૧ એક પુરૂષને ધર્મ વહાલો છે પણ દઢતા નહી. આપદા વખતે નાસી જાય ૨ એકને ધર્મ વહાલો પણ છે અને દઢતા પણ છે ૩ એકને ધર્મ ઉપર દઢતા છે પણ ધર્મ વહાલો નથી એટલે દરરોજ ધર્મ બની શકતો નથી, અવસરે ધર્મનુ કામ કરે છે ૪ એકને ધર્મ વહાલો પણ નથી અને દઢતા પણ નહી. તે પર્યુષણના પારણા ખાનાર શ્રાવકો.

**૧૬ ચાર પ્રકારના પુરૂષ**—૧ એક પુરુષ, બહારથી નાહી ધોઇ ઊજળા પણ માંહી કપટ, મેલે કરીને સહિત ૨ એક પુરુષ, બહાર મેલા પણ માંહી નિર્મળા. ૩ એક પુરુષ બહાર પણ ઊજળા અને માહી પણ ઊજળા ૪ એક પુરુષ, બહાર પણ મેલા અને માહી પણ મેલા

**૧૭ ચાર પ્રકારના પુત્ર**—એક પુત્ર, પિતા થકી અધિક, તે રૂષભદેવના પુત્ર ભરતની પેરે ૨ એક પુત્ર, પિતાથી હીન, તે ભરતેશ્વરના પુત્રની પેરે. ૩ એક પુત્ર, પિતા તુલ્ય તે આદિત્યજશાના પુત્રની પેરે ૪ એક પુત્ર પિતાને કલંકરૂપ, પુંડરિકવત્

**૧૮ ચાર પ્રકારના રોગ**—૧ એક. દેખાવમાં દુષ્ટ પણ વેદના થોડી છે, તે મેરનો રોગ. ૨ એક, દેખાવમા દુષ્ટ નહી પણ વેદના ઘણી, તે કંઠમાળનો રોગ ૩ એક દેખાવમાં દુષ્ટ અને વેદના પણ ઘણી, તે પેટશૂળનો રોગ ૪ એક, દેખાવમા દુષ્ટ નહી અને વેદના પણ નહીં, તે શૂન્ય ચિત્તનો રોગ.

નહીં અને વરસે પણ નહીં, તે ઠાલાં વાદળાં. એ દૃષ્ટાંતે ચાર પ્રકારના પુરૂષ કહ્યા તે કહે છે–૧ પુરૂષ અભિમાન કરે, પણ દાન દે નહીં. ૨ એક પુરૂષ દાન આપે, પણ અભિમાન કરે નહીં. ૩ એક પુરૂષ દાન પણ આપે અને અભિમાન પણ કરે. ૪ એક પુરૂષ દાન પણ આપે નહીં, અને અભિમાન પણ કરે નહીં.

**૧૦ ચાર પ્રકારના મેઘ**–૧ એક મેઘ કાળે વરસે, પણ અકાળે વરસે નહીં. ૨ એક મેઘ અકાળે વરસે, પણ કાળે વરસે નહીં. ૩ એક કાળે પણ વરસે અને અકાળે પણ વરસે. ૪ એક, કાળે પણ વરસે નહીં અને અકાળે પણ નહીં. એવી રીતે ચાર પ્રકારના પુરૂષ કહ્યા. તે કહે છે. ૧–એક પુરૂષ માગે તેને દાન આપે પણ માગે નહીં, તેને દાન આપે નહી. ૨ એક પુરુષ જરૂરિયાત ન હોય તેને દાન દે. પણ જરૂરિયાતવાળાને દાન દે નહી. ૩ એક જરૂરિયાતવાળાને દાન દે. અને અજરૂરિયાતવાળાને પણ દાન દે ૪ એક જરૂરિયાતવાળાને દાન દે નહિં અને અજરૂરિયાત વાળાને પણ દાન દે નહીં.

**૧૧ ચાર પ્રકારના મેઘ**–૧ એક મેઘ ક્ષેત્રમાં વરસે, પણ ખારમા વરસે નહીં, ૨ એક ખારમાં વરસે, પણ ક્ષેત્રમાં વરસે નહીં. ૩ એક ક્ષેત્રમાં વરસે અને ખારમાં પણ વરસે. ૪ એક ક્ષેત્રમા પણ વરસે નહી અને ખારમાં પણ વરસે નહીં. એ રીતે ચાર પ્રકારના પુરૂષ જાણવા–એક પુરૂષ, સુપાત્રને દાન દે, પણ કુપાત્રને દાન દે નહીં ૨ એક પુરૂષ, કુપાત્રને દાન દે, પણ સુપાત્રને દે નહીં. ૩ એક પુરૂષ સુપાત્રને દાન દે અને કુપાત્રને પણ દાન દે. ૪ એક સુપાત્રને દાન દે નહીં અને કુપાત્રને પણ દાન દે નહીં, તે કૃપણ,

**૧૨ ચાર પ્રકારના મેઘ કહ્યા**–૧ એક મેઘ એક વાર વરસે અને તેમાં દશ હજાર વર્ષ સુધી અન્ન નીપજે. ૨ એક મેઘ એક વાર વરસે અને હજાર વર્ષ સુધી અન્ન નીપજે. ૩ એક મેઘ એક વાર વરસે અને દશ વર્ષ સુધી અન્ન નીપજે. ૪ એક મેઘ ઘણીવાર વરસે અને એકવાર ધાન્ય નીપજે. તે પાચમા આરાનો મેઘ. એ દૃષ્ટાંત, પુરૂષ ઉપર ઉતારે છે સંજતી [illegible]એ, ગજસુકુમાળે, એકવાર દેશના સાંભળી, રાજ્ય છોડી દીક્ષા લીધી [illegible], કેશીકુમારની એકવાર વાણી સાંભળી બારવ્રતધારી થયા. ૩ શ્રેણિ[illegible]ર વાણી સાભળી સમકિતી થયા. ૪ પાંચમા આરાના જીવ ઘણી [illegible] કરતા રહેતી ઘણી કઠણ, કારણ કે સાંભળે ત્યાં સુધી દર [illegible]મ સમાન જાણવા.

**૧૩ ચાર પ્રકારનાં બળ**—એક એક જીવને તપશ્યાનુ બળ છે પણ આહારનુ બળ નહી. ૨ એક એકને આહારનુ બળ છે પણ તપસ્યાનુ બળ નહી. ૩ એક એકને આહારનુ બળ છે અને તપશ્યાનુ પણ બળ છે ૪ એક એકને આહારનું બળ પણ નથી અને તપશ્યાનુ બળ પણ નથી તે માટે

**૧૪ ચાર પ્રકારના ગોળા**—૧ માખણનો ગોળો તે તડકે તરત ઓગળી જાય તેમ એક એક પુરૂષ કોઈના માઠાં વચન સાભળી તરત ધર્મ છોડી દીએ ૨ એક ...ાે ગોળે તે તડકે ઓગળે નહીં પણ અગ્નિ પાસે મૂકીએ તો તે ઓગળી જાય તેમ એક એક પુરુષ વચન સાભળી ધર્મ છોડે નહીં પણ ગાળ, મહેણા ...ખા, ધર્મ છોડી દીએ ૩ એક લાકડાનો ગોળો તે તડકે અગ્નિની પાસે મેલ્યો ... નહીં; પણ અગ્નિમા નાખ્યો બળે તેમ વચન સાભળી ધર્મ મૂકે નહીં; ...મારકૂટ કરે તે વારે ધર્મ છોડે ૪ એક માટીનો ગોળો, તે તાપમા નાખે તે વિશેષ પાકો થાય, પણ ઓગળે નહી, તેમ એક પુરૂષ ને કાંઇ દુઃખ દીએ ત્યારે ...વધારે દૃઢતા થાય, પણ ધર્મ મૂકે નહી, કામદેવ શ્રાવકવત્

**૧૫ ચાર પ્રકારના પુરુષ**-૧ એક પુરૂષને ધર્મ વહાલો છે પણ દૃઢતા ...આપદા વખતે નાસી જાય ૨ એકને ધર્મ વહાલો પણ છે અને દૃઢતા ...૩ એકને ધર્મ ઉપર દૃઢતા છે પણ ધર્મ વહાલો નથી એટલે દરરોજ ...શકતો નથી, અવસરે ધર્મનુ કામ કરે છે ૪ એકને ધર્મ વહાલો પણ ...દૃઢતા પણ નહી, તે પર્યુષણના પારણા ખાનાર શ્રાવકો

**...ચાર પ્રકારના પુરૂષ**—૧ એક પુરુષ, બહારથી નાહી ધોઇ ઊજળા ...કપટ, મેલે કરીને સહિત ૨ એક પુરુષ, બહાર મેલા પણ માંહી ...૩ એક પુરુષ બહાર પણ ઊજળા અને માંહી પણ ઊજળા ૪ એક ...પણ મેલા અને માંહી પણ મેલા

**...ચાર પ્રકારના પુત્ર**—એક પુત્ર, પિતા થકી અધિક, તે રૂષભદેવના ...૨ એક પુત્ર, પિતાથી હીન, તે ભરતેશ્વરના પુત્રની પેરે. ૩ એક ...ને આદિત્યજશાના પુત્રની પેરે ૪ એક પુત્ર પિતાને કલંકરૂપ, ... તે

**...પ્રકારના રોગ**—૧ એક, દેખાવમાં દુષ્ટ પણ વેદના થોડી ...૨ એક, દેખાવમા દુષ્ટ નહી પણ વેદના ઘણી ... ...મા દુષ્ટ અને વેદના ...

**૧૯ ચાર પ્રકારની દીક્ષા**—૧ એક સિંહની પેરે વ્રત લીએ અને સિંહની પેરે પાળે, તે ભરતેશ્વરની પેરે. ૨ એક સિંહની પેરે વ્રત લીએ અને શિયાળ જેવો થઇ વ્રત મૂકે, તે કુંડરિકની પેરે. ૩ એક શિયાળની પેરે વ્રત લીએ અને સિંહની પેરે વ્રત પાળે, તે અંગારમર્દન આચાર્યના શિષ્યની પેરે ૪ એક શિયાળની પેરે વ્રત લીએ અને શિયાળની પેરે પાળે, તે કાલકાચાર્યના શિષ્યની પેરે.

**૨૦ ચાર પ્રકારના સ્નેહ**—૧ એક, સુંઠના તરણાનો તાર તે તૂટ્યો સંધાય નહી, તેમ સ્નેહ તૂટ્યો સંધાય નહીં. ૨ એક, વાંસની છાલ તૂટી કંઇક સંધાય તેમ સ્નેહ કાંઇક તૂટ્યો સંધાય ૩ એક, ઊનના દોરી તૂટી વિશેષ સંધાય, તેમ સ્નેહ તૂટ્યો સંધાય ૪ એક ચામડાની તાંતનો તાર તૂટતા ઘણી વાર લાગે અને સાંધો પણ લાગે.

**૨૧ ચાર પ્રકારના પુરુષ**—૧ એક પોતાનો અવગુણ દેખે, પારકો ન દેખે. ૨ એક પારકો અવગુણ દેખે, પોતાનો ન દેખે ૩ એક પારકો અવગુણ પણ દેખે, અને પોતાનો પણ દેખે. ૪ એક, પોતાનો અવગુણ પણ ન દેખે અને પારકો પણ ન દેખે.

૨૨ ચાર પ્રકારે દેવતાની ગતિનો આવેલો જાણીએ—૧ ઉદારચિત્ત હોય ૨ સુસ્વર કંઠ હોય ૩ ધર્મનો રાગી હોય. ૪ ગુરુદેવનો ભક્ત હોય.

૨૩ ચાર પ્રકારે તિર્યંચ ગતિનો આવેલો જાણીએ— ૧ અનાડી હોય ૨ અસંતોષી હોય, ૩ કપટી હોય, ૪ મૂર્ખની સેવા કરે તથા ભૂખ ઘણી હોય.

૨૪ ચાર પ્રકારે મનુષ્ય ગતિનો આવેલો જાણીએ—૧ વિનીત હોય. ૨ નિર્લોભી હોય. ૩ દયા ધર્મ ઉપર હિતભાવ રાખનાર હોય ૪ પરને વહાલો લાગે.

૨૫ ચાર પ્રકારે નારકીનો આવેલો જાણીએ—૧ ક્રોધી હોય. ૨ પંડિતાઇ રહિત હોય ૩ દયા રહિત હોય ૪ કંકાસી હોય.

૨૬ ચાર પ્રકારે કિલ્વિષી દેવતાનું આયુષ્ય બાંધે—૧ તીર્થંકરનાં અવગુણ બોલે ૨ ધર્મના અવગુણ બોલે ૩ આચાર્ય-ઉપાધ્યાયના અવગુણ બોલે. ૪ ચતુર્વિધ સંઘના અવગુણ બોલે.

૨૭ ચાર પ્રકારે જીવ, ધર્મ પામે નહી—૧ અહંકારી, ધર્મ ન પામે, ૨ ક્રોધી ધર્મ ન પામે, ૩ રોગી, ધર્મ ન પામે ૪ પ્રમાદી, ધર્મ ન પામે.

**૨૮. લોકમાં ચાર ચીજો સરખી કહી છે**-૧ ઉડુ નામે વિમાન ૨ સીમંતક નામે નરકાવાસો ૩ મનુષ્ય ક્ષેત્ર ૪ સિદ્ધશીલા—એ ચારે પીસ્તાલીસ લાખ જોજનના કહ્યા છે.

૨૯ લોકમા ચાર વાના, એક લાખ જોજનના કહ્યાં છે ૧ અપઇઠાણ નરકાવાસો, સાતમી નરકે, ૨ પાલક વિમાન, પહેલા દેવલોકે, ૩ જબૂદ્વીપ, ત્રીછા લોકે, ૪ સર્વાર્થસિદ્ધ વિમાન, ઉંચે દેવલોકે

૩૦ ચાર પ્રકારનાં ફળ કહ્યાં છે તે–૧ એક ફળ બહાર કઠણ અને અંદર પોચુ, તે નાળીએર ૨ એક ફળ બહાર પોચુ અને અંદર કઠણ, તે બોર. ૩ એક ફળ અંદર પોચું અને બહાર પણ પોચુ, તે દ્રાક્ષ. ૪ એક ફળ અંદર કઠણ અને બહાર પણ કઠણ તે સોપારી.

૩૧. એ રીતે ચાર પ્રકારના પુરુષ જાણવા–૧ એક પુરુષ ઉપરથી કઠોર બોલે પણ મનમાં પરિણામ ઘણાં નરમ, તે માતા–પિતા અથવા ભણાવનાર. ૨ એક ઉપર મીઠું બોલે પણ મનમા ઘણું કઠણ તે કપટી દુશમન અથવા ઓરમાન મા. ૩ એક પુરુષ ઉપર મીઠું બોલે અને મનમા પણ ઘણું હિત રાખે, તે સાધુ મુનિરાજ ૪ એક પુરુષ મોઢે કડવા બોલે અને પેટમા પણ ખોટા વિચાર રાખે, તે પાપી જીવ

**૩૨ ચાર પ્રકારે ઉપમા**–૧ છતી વસ્તુને અછતી ઉપમા, તે નગરી દેવલોક સરખી ૨ અછતી વસ્તુને છતી ઉપમા, તે છાશ, દુધ જેવી. ૩ અછતી વસ્તુને અછતી ઉપમા, તે ચાર ગાઉનો કૂવો વાળથી ભરીએ. સો સો વર્ષે એક એક વાળ કાઢીએ અને કૂવો ખાલી થાય ત્યારે એક પલ્ય થાય તે ૪ છતી વસ્તુને છતી ઉપમા, તે ગોળ, સાકર જેવો.

**૩૩ ચાર પ્રકારે નિર્જરા**–૧ ઘણી વેદના અને થોડી નિર્જરા તે સાતમી નરકવાળાને ૨ થોડી વેદના અને ઘણી નિર્જરા તે સામાન્ય સાધુને. ૩ ઘણી વેદના અને ઘણી નિર્જરા તે પડિમાધારી તથા જિનકલ્પી સાધુને. ૪ થોડી વેદના અને થોડી નિર્જરા, તે અનુત્તર વિમાનના દેવતાને.

૩૪. ચાર ઠેકાણે કષાયનો વાસો-૧ ક્રોધનો વાસો કપાળમાં ૨ માનનો વાસો ગરદનમા. ૩ માયાનો વાસો હૈયામાં ૪ લોભનો વાસો સર્વાંગમા.

**૩૫ ચાર જાતની અક્કલ**–૧ જાગે તો ચોર નાસે ૨ ક્ષમા કરે તો કલેશ નાસે ૩ ઉદ્યમ કરે તો દારિદ્ર નાસે. ૪ ભગવાનની વાત સાભળે તો પાપ નાસે

**૩૬ ચાર પ્રકારના જીવ**–૧ એક સુખદુઃખ જાણે ને વેદે તે ચાર ગતિના જીવ જાણવા ૨ એક જાણે પણ વેદે નહી, તે સિધ્ધના જીવ ૩ એક વેદે પણ જાણે નહી, તે અસંજ્ઞીના ૪ એક જાણે નહી અને વેદે પણ નહીં, તે બેશુદ્ધ અથવા અજીવ.

**૩૭ ચાર પ્રકારના પુરુષ**–૧ એક પોતાનાં કર્મનો અંત કરે અને બીજાનાં કર્મનો પણ અંત કરાવે, તે તીર્થંકર. ૧ એક પોતાના કર્મનો અંત કરે. પણ બીજાના કર્મનો અંત કરાવે નહિ, તે પડિમાધારી ૩ એક પોતાના કર્મનો અંત ન કરે ને બીજાનાં કર્મનો અંત કરાવે, તે ચોથા ગુણસ્થાનવાળા સમદૃષ્ટિ ૪ એક પોતાના કર્મનો અંત ન કરે અને બીજાના કર્મનો પણ અંત ન કરાવે, તે.

૩૮ ચાર પ્રકારના આચાર્ય—૧ અંદરનો પરિસહ સહે અને બહારનો પણ પરિસહ સહે તે દેશથી અને સર્વથી આરાધક ૨ એક અંદરનો પરિસહ જીતે અને બહારનો પરિસહ ન જીતે ને દેશથકી વિરાધક અને સર્વથકી આરાધક ૩ એક બહારનો પરિસહ જીતે અને અંદરનો પરિસહ ન જીતે તે દેશ થકી આરાધક અને સર્વથકી વિરાધક ૪ એક અંદરનો પરિસહ જીતે નહીં અને બહારનો પરિસહ પણ પણ જીતે નહીં તે દેશથકી અને સર્વથકી વિરાધક

**૩૯ ચાર પ્રકારના ચપળ**—૧ સ્થાનક ચપળ, તે જ્યાં ત્યાં બેસતો ફરે. ૨. ગતિ ચપળ, તે ઊંટની માફક ચાલતો ફરે ૩ ભાષા ચપળ. તે જેમ તેમ બોલ બોલ કરે. ૪ ભાવ ચપળ, તે એક કામ કરતાં અધૂરું મુકી બીજું કામ ઉપાડે, એ ચાર પ્રકારના ચપળ જ્ઞાન ન પામે.

૪૦ ચાર પ્રકારના થોડા પુરુષ–૧ પર દુઃખે દુઃખીયા થોડા. ૨ પર ઉપકારી થોડા. ૩ ગુણગ્રાહી થોડા. ૪ ગરીબ સાથે સ્નેહ રાખે તેવા થોડા.

૪૧ ચાર દિશાઓમાં ચાર પુરુષ–૧ પૂર્વ દિશામા ભોગી ઘણા. ૨ પશ્ચિમ દિશામાં શોગી ઘણા. ૩ ઉત્તર દિશામાં જોગી ઘણા. ૪ દક્ષિણ દિશામા રોગી ઘણા.

૪૨ ચાર પ્રકારના ગળણા–૧ ધરતીનું ગળણું, ઇર્યાસમિતિ. ૨ મતિનું ગળણું, શુભધ્યાન ૩ વચનનું ગળણું, નિરવદ્ય ભાષા. ૪ પાણીનું ગળણું, જાડું લુગડું.

૪૩ ચાર પ્રકારના સાધુ—૧ એક પોતાનું ભરણપોષણ કરે, બીજાનું ન કરે તે જિનકલ્પી ૨ એક પોતાનું ન કરે ને પરનું કરે ને પર ઉપકારી સાધુ. ૩ એક પોતાનું કરે અને પરનું કરે, તે સામાન્ય સાધુ ૪ એક પોતાનું ભરણપોષણ ન કરે. અને બીજાનુ પણ ન કરે, તે સંથારો કરેલ સાધુ (અથવા દરિદ્રિ)

૪૪ ચાર પછેડી સાધ્વીને ગણવી તે–૧ એક, બે હાથ પનાની સ્થાનકમાં ઓઢે. ૨ બીજી, બે હાથ પનાની ઠંડીલ જતાં ઓઢે. ૩ ત્રીજી, ત્રણ હાથ પનાની ગોચરી જતા ઓઢે. ૪ ચોથી, ચાર હાથ પનાની સમોસરણમાં જતી વખતે ઓઢે

૪૫. ચાર પ્રકારના પુરુષ-૧ એક પુરુષ સાધુ વેષ મૂકે પણ જિનાજ્ઞારૂપ ધર્મ ન મૂકે, કોઈક કારણ વિશેષે ૨ એક પુરુષ સાધુ વેષ ન મુકે પણ જિનાજ્ઞારૂપ ધર્મ મૂકે, જમાલીની પેરે ૩ એક પુરુષ સાધુ વેષ તથા ધર્મ, બને ન મૂકે, ભલા સાધુની પેરે ૪ એક પુરૂષ સાધુ વેષ મૂકે અને ધર્મ પણ મૂકે, તે કુડરિકની પેરે.

૪૬ ચાર પ્રકારે આહાર પરઠવવો—૧ દ્રવ્યથકી, આધાકર્માદિક. ૨ ક્ષેત્રથકી બે ગાઉ ઉપરાંતનો ૩ કાળથકી, ચોથા પહોરનો ૪ ભાવથકી, અપથ્યકારી, કડવા તુંબાની પેરે

૪૭ ચાર પ્રકારે આહાર પરઠવાની વિધિ કહેલ છે-૧ પરઠવતી વખતે, કોઈ મનુષ્ય દૂરથી આવે છે અને દેખે છે તે અશુદ્ધ ૨ કોઈ દૂરથી આવે છે પણ દેખતો નથી તે પણ અશુદ્ધ ૩ કોઈ આવતું નથી પણ દેખે છે તે પણ અશુધ્ધ ૪ કોઈ આવતુ પણ નથી અને દેખતુ પણ નથી, તે શુધ્ધ ભાગે પરઠવું

**૪૮ ચાર પ્રકારે અંતક્રિયા** (છેવટની) કહી તે--૧ ભરત મહારાજે અંતક્રિયા કરી ૨ મરુદેવી માતા ૩ ગજસુકુમાળ ૪ સનતકુમાર ચક્રવર્તી એ ચાર, અંતક્રિયા કરી મોક્ષ ગયા

૪૯ ચાર પ્રકારની સ્ત્રીઓ કહી, તે કહે છે-૧ એક સ્ત્રી શીલ ગુણે કરી સહિત અને વસ્ત્રે કરીને પણ સહિત, સીતાવત્ ૨ એક શીલે કરીને સહિત અને વસ્ત્રે કરીને રહિત. તે રાજીમતી, ગુફાવત્ ૩ એક શીલે કરીને રહિત અને વસ્ત્રે કરીને સહિત તે વ્યભિચારિણીવત્ ૪ એક શીલે કરીને રહિત અને વસ્ત્રે કરીને પણ રહિત તે ગણિકા વસ્ત્ર રહિત છબી પડાવનાર.

૫૦ ચાર મોક્ષ પામવાનાં અંગ કહ્યા, તે કહે છે--૧ મનુષ્યનો ભવ ૨ સિદ્ધાંત સાંભળવાની પ્રીતી ૩ ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા ૪ ધર્મકાર્યમાં બળ-વીર્યનું ફેરવવું

૫૧. મોક્ષના ચાર દરવાજા કહ્યા, તે કહે છે—૧ જ્ઞાન ૨ દર્શન ૩ ચારિત્ર ૪ તપ

**ઇતિ ચૌભંગી સંપૂર્ણ.**

# વાટે વહેતા જીવના બોલ.

સમકિત ચાર ( વેદક વર્જીને )
શરીર બે ( તેજસ, કાર્મણ )
ગુણસ્થાનક ત્રણ ( ૧ લુ, ૨ જુ, ૪ થું )
ઉપયોગ દશ ( મનઃ પર્યવજ્ઞાન તથા ચક્ષુદર્શન વર્જીને)

લેશ્યા છ
દૃષ્ટિ બે; ( સમ્યકત્વ, મિથ્યાત્વ )
અજ્ઞાન ત્રણ. ( મતિ, શ્રુત, વિભંગ )
સમુદ્દઘાત બે ( પહેલી )
જ્ઞાન ચાર ( મનઃપર્યવ વર્જીને )
દર્શન ત્રણ. ( ચક્ષુદર્શન વર્જીને )
વેદ ત્રણ
પર્યાપ્તિ એકેય નહિ
સ્થિતિ-જઘન્ય ૧ સમય ઉત્કૃષ્ટી ૪ સમય કષાય ૪
ઇન્દ્રિય-એકે નહીં
જીવના ભેદ ૭ અપર્યાપ્તા
સમકિતી અને મિથ્યાત્વી બન્ને હોય
પ્રાણ-૧ ( આયુષ્ય )
સંજ્ઞી અને અસંજ્ઞી (બન્ને)
ચારિત્ર-એકેય નહિ
ત્રસ-સ્થાવર (બન્ને )
આત્મા-સાત ( ચારિત્ર વર્જીને )
સંજ્ઞા-૪
અભાષકા-૧
કરણ-૨૮
હેતુ-૩૩
સૂક્ષ્મ અને બાદર-બન્ને
અણાહારિક-૧
ક્રિયા-એકેય નહીં
જોગ-૧ ( કાર્મણ )
મનરહિત હોય

સમાપ્ત

# આત્મજાગૃતિની ભાવના.

## (હંમેશ વાંચન, મનન કરવાની નિત્યનિયમની ભાવના)

### (૧) શ્રી નવકાર મંત્ર અર્થ અને ભાવના સાથે.

**(૧) નમો અરિહંતાણં**—શ્રી અરિહંતદેવને નમસ્કાર કરું છું. ણમો-કહેતાં નમસ્મકાર કરું છુ; અરિ-કહેતાં શત્રુ-ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, વિષય, પ્રમાદ આદિ અંતરંગ શત્રુઓનો સર્વથા; હંતાણુ-કહેતા નાશ કર્યો છે, તેવા પ્રભુને વદન કરું છું હું પણ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, વિષય, પ્રમાદ આદિ અંતરંગ શત્રુઓનો નાશ કરીશ, તે દિવસ ધન્ય થશે. જગતમાં મને દુખ આપનાર કોઇ નથી. માત્ર મારોજ આત્મા ક્રોધાદિ કરી પોતેજ પોતાને દુખ આપનાર શત્રુ થાય છે અને ક્રોધાદિ દોષો છોડવાથી આત્મા પોતે જ પોતાને પરમ સુખ આપનાર મિત્ર બને છે. હુ જ્યારે આ ભાવશત્રુઓનો નાશ કરીશ ત્યારે બધાં દુઃખોથી છૂટી પરમ સુખને પામીશ. આ ક્રોધાદિ ભાવશત્રુઓનો નાશ કરવાથી હું પણ અરિહત થઇ શકીશ માટે હવે મારે શીઘ્ર આ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

**૨. નમો સિદ્ધાણં**—શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂ છુ, જેમણે આત્માના બધા આવરણો દૂર કર્યાં છે, બધા કર્મ નાશ કર્યાં છે, અને અનત ગુણો પ્રગટ કર્યા છે, એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂ છું.

આત્માના ગુણો આઠ છે અને તે ગુણોને ઢાકનાર આઠ કર્મ છે તે નાશ કરવાની ભાવના.

(૧) જ્ઞાનાવરણીય કર્મ નાશ થાઓ અને અનત જ્ઞાનગુણ પ્રગટ થાઓ.

(૨) દર્શનાવરણીય કર્મ નાશ થાઓ, અનંત દર્શનગુણ પ્રગટ થાઓ.

(૩) મોહનીય કર્મ નાશ થાઓ, અનત આત્મિક સુખ, ક્ષાયિક સમકિત અને વીતરાગ ચારિત્રગુણ પ્રગટ થાઓ.

(૪) અતરાય કર્મ નાશ થાઓ અને અનંત આત્મિક શક્તિ પ્રગટ થાઓ.

(૫) વેદનીય કર્મ નાશ થાઓ, અનત અવ્યાબાધ સુખ પ્રગટ થાઓ.

(૬) આયુષ્ય કર્મ દૂર થઈ અજર, અમર ગુણ પ્રગટ થાઓ.

(૭) નામ કર્મ દૂર થઈ. અરૂપી અવસ્થા પ્રાપ્ત થાઓ.
(૮) ગોત્ર કર્મ નાશ થાઓ, અગુરુલઘુગુણ પ્રગટ થાઓ.
(૯) સર્વ કર્મ નાશ થાઓ, આત્માના અનંત ગુણો પ્રગટ થાઓ.

**૩ નમો આયરિયાણં**—નમસ્કાર હોજો શ્રી આચાર્ય મહારાજને, જેઓ, પાંચ આચાર પોતે પાળે છે, અન્યને પળાવે છે, તેવા આચાર્ય મહારાજશ્રીને વંદના નમસ્કાર કરું છું. જ્ઞાનાચાર, દર્શનાચાર. ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચારનુ પાલન હું કરીશ, તે દિવસ ધન્ય થશે.

**૪. નમો ઉવજ્ઝાયાણં**—શ્રી ઉપાધ્યાયજી મહારાજને વંદના નમસ્કાર કરું છું. હું પણ સૂત્ર સિદ્ધાંત ભણીશ ત્યારે ધન્ય થશે

**૫ નમો લોએ સવ્વ સાહુણં**—સર્વ સાધુ સાધ્વીને વંદન કરૂં છું. હિંસા, વિષય, કષાયનો ત્યાગ કરી અહિંસા, સંયમ, સમભાવ (અકષાય) સાધુના ગુણો મને પ્રાપ્ત હોજો

પાંચ પદના ગુણો મારા આત્મામા પણ છે તે પ્રગટ થાઓ હું તત્વનું જ્ઞાન હંમેશાં વધારી અજ્ઞાન અને મિથ્યાત્વ (ખોટી સમજણ) છોડી સમ્યગ્ જ્ઞાન અને સમકિત ગુણ પ્રકટ કરીશ અને હિંસા, વિષય, ક્રોધાદિ છોડી આત્માનું હિત, કલ્યાણ અને શ્રેય થાય, તે માટે, સયમી બનીશ સાધુપદના ગુણો મેળવી વિશેષ જ્ઞાન, શક્તિ અને ધ્યાનદ્વારા ઉપાધ્યાયપદ મેળવીશ અને અતિશય જ્ઞાને કરી તેવું શ્રેષ્ઠ ચારિત્ર પાળી આચાર્ય થઈશ. અહીં ઉત્કૃષ્ટ જ્ઞાન અને સયમ વડે રાગ, દ્વેષ, મોહનો સર્વથા નાશ કરી અરિહંત થઈશ અને અંતસમયે સકળ કર્મરહિત સિદ્ધ થઈશ. આ પાંચે પદના ગુણો મારા આત્મામાજ છે તેને પ્રગટ કરવા હું ઈચ્છું છુ અને પુરુષાર્થથી આ પંચપ્રભુની તુલ્ય થઈ શકું છું, એવુ સ્મરણ સદા રાખવા આ નવકાર મંત્રનું મને સદાકાળ રટણ રહો. શ્વાસોચ્છ્વાસની સાથે નિરંતર હું શ્રી નવકાર મંત્ર ગણી નવકાર રૂપ બની જાઉં એજ ભાવના.

રાગ, દ્વેષ, મોહનો નાશ થાઓ અને વીતરાગ પદ પ્રગટ થાઓ. આ નિરંતર અજપાજાપરૂપ ભાવનાથી પંચ પરમેષ્ઠીના ગુણો પ્રગટ થાય છે. કેટલાએક લોકો રામ નામ જાપ કરે છે તેમ આ જાપ કરવો પરમ હિતકારી છે.

### (૨) નમસ્કારનું સ્વરૂપ અને ફળ

દોહો.—વારંવાર પ્રભુ વંદના, શુદ્ધ ભાવે કરાય;
કારણ સત્યે કાર્યની, સિદ્ધિ નિશ્ચય થાય, ॥ ૧ ॥

**ભાવાર્થ**—વારંવાર નિરંતર જે ભાવ વંદન કરે એટલે પ્રભુ તુલ્ય ગુણો પોતાના આત્મામાં પણ છે તેવી ભાવના સાથે તેના ગુણો પ્રગટ કરતો થકો વંદન

કરે છે, તે પોતે પ્રભુ બને છે, જેને નિમિત્ત કારણ–સત્ય છે અને ભાવ શુદ્ધ છે તેને અવશ્ય સિદ્ધિ થાય છે.

**(૧) દ્રવ્ય નમસ્કાર**—મનની એકાગ્રતા વિના જે વચનથી સ્તુતિ અને કાયાથી નમસ્કાર કરે છે, તેને વચન અને કાયાથી જે પાપ થતુ હતું તે અટકે છે અને પુણ્યની પ્રાપ્તિ થાય છે

**(૨) વ્યવહાર નમસ્કાર**—મન એકાગ્ર રાખી જે જ્ઞાન, ચારિત્રાદિ ગુણોની સ્તુતિ અને નમસ્કાર કરે છે, તેને બહુ નિર્મળ પુણ્યની પ્રાપ્તિ અને શુદ્ધ ઉપયોગ (રાગ-દ્વેષરહિત પરિણામ) તેટલી નિર્જરા (કર્મનાશ) થાય છે

**(૩) ભાવ નમસ્કાર**—પ્રભુના જેવા ગુણો મારા આત્મામા પણ છે, તે પ્રગટ કરવા પ્રભુએ ધારણ કરેલ જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ ધર્મ આદરૂ, એવી દૃઢ ભાવના કરનાર બહુ નિર્જરા (કર્મનાશ) અને અતિશય પુણ્યપ્રાપ્તિ કરે છે.

**(૪) નિશ્ચય નમસ્કાર**—જે રાગ, દ્વેષ, મોહરહિત પોતે પ્રભુ તુલ્ય પોતાનું સ્વરૂપ વિચારી આત્મધ્યાનમા વિચરે છે તે પ્રભુ બને છે, મોક્ષ પામે છે.

નમવું–નમસ્કાર કરવા એટલે જેને નમીએ છીએ તેમના જેવા બનીએ છીએ, માટે સદ્‌ગુણી અને પવિત્ર આત્માઓને સદા નમસ્કાર કરવા

**(૩) સમકિત પ્રગટ થવા પહેલાં પ્રગટ કરવાના ચાર ગુણોની ભાવના.**

મોક્ષનુ બીજ સમકિત અને સમકિતનું મૂળ કારણ ચાર ભાવના છે માટે અવશ્ય હમેશા ચિંતન કરી તે ગુણો પ્રાપ્ત કરવા જોઇએ આ ચાર ગુણો પ્રગટ થયા પછી સમકિત પ્રગટ થાય છે.

દુહો– ગુણી જનોને વંદના, અવગુણ દેખી માધ્યસ્થ,
દુ:ખી દેખ કરુણા કરે, મિત્ર ભાવ સમસ્ત. ॥ ૧ ॥

**૧ પ્રમોદ ભાવના**—એટલે સદા ગુણાનુરાગી થવુ. બધાના ગુણ લેવા. બીજાના ગુણ દેખી ખુશી થવુ અને વિચારવું જે આપણામાં એવા ગુણો પ્રગટ થાઓ

**૨ માધ્યસ્થ ભાવના**—એટલે સમભાવ. બધના દોષોને ભૂલી જવા, બીજાના દોષ દેખી, ક્રોધ, દ્વેષ કરવો નહી, પરંતુ કર્મનું સ્વરૂપ વિચારી પોતાનો આત્મા એવા દોષોથી બચે એવી ભાવાના ભાવવી. સુખમા રાજીપણું, દુઃખમાં બેરાજીપણું ન થાય–સદા રાગ, દ્વેષરહિત સમભાવમા રહું એવી શકિત પ્રગટ થાઓ.

દુહો–“ દુર્જન કૂર કુમાર્ગરતો પર, ક્ષોભ નહિ મુજને આવે,
સામ્ય ભાવ સદા રહે તે પર, એહવી પરિણતિ મુજ થાવે ૧

**૩ કરુણા ભાવના;**—શારીરિક અને માનસિક દુ:ખ દૂર કરવું, તે દ્રવ્ય કરુણા ભાવના છે અને અજ્ઞાન, કષાય (ક્રોધ, માન, માયા, લોભ) મિથ્યાત્વ છોડાવવું, તે ભાવકરુણા છે. જે દિવસે હું મારી અને બીજાના આત્માની ભાવ-કરુણા કરીશ તે દિવસે ધન્ય થશે. પાપોથી પોતે બચવું તથા બીજાઓને બચાવવા તે ભાવકરુણા છે. તેમાં બહુ લાભ છે, અને તે સાચું સુખ આપે છે.

**૪ મૈત્રી ભાવના**—જગતમાં જીવ માત્રને પોતાના જીવ સરખા સમજીને કોઈ પણ જીવની હિંસા ન કરવી, બધાનું ભલું ચાહવું, તે સ્વ-પર દ્રવ્ય મૈત્રી ભાવના છે અને સ્વ (પોતાના) આત્માના સાચા મિત્ર બનીને પોતાનું અજ્ઞાન, મિથ્યાત્વ, કષાયને છોડીને સમ્યગ્ જ્ઞાન-દર્શન ચારિત્રનું આરાધન કરવું તે સ્વભાવ મૈત્રી ભાવના છે. મને આ ચારે ભાવનાના ગુણોની પ્રાપ્તિ થાઓ.

## હરિગીત છંદમાં ચાર ભાવના.

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્ગુણમાં આનંદ માનુ, મિત્ર કે વેરી હજો.
દુ:ખીઆ પ્રતિ કરુણા અને દુશ્મન પ્રતિ માધ્યસ્થતા.
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમા સ્થિરતા

**ભાવાર્થ:- (૧) મૈત્રી ભાવના**-સંસારના સર્વ જીવોને મારા અંતરના મિત્રો ગણી સર્વનુ હિત ઇચ્છુ છું, અને તેઓના સર્વ દુ:ખ નાશ થાઓ તેમ ચાહુ છું.

**(૨) પ્રમોદ**-ગુણાનુરાગ ભાવના-મારું ભલું કરનાર મિત્ર કે મને દુ:ખ આપનાર શત્રુ બન્નેના ગુણો જોઉં છું. મિત્ર થનારે સદ્ગુણ પુષ્ટ કર્યો છે, શત્રુ થનારે દોષથી બચવા અને સત્યમાં દૃઢ રહેવા પ્રેરણા કરી છે.

**(૩) કરુણા**-દુ:ખીના દુ:ખો દૂર કરવા સદા તત્પર રહું, સાચુ દુ:ખ, અજ્ઞાન, મિથ્યાત્વ, અને કુચારિત્ર ગણી તે પોતાનુ તથા બીજાનું દૂર કરું.

**(૪) માધ્યસ્થ-સમતા-ભાવના**-સર્વ જીવ અને સર્વ સંયોગો પ્રતિ સમભાવ રાખુ.

આ ચાર ભાવના સદા પ્રગટ રહો એજ ઇચ્છું છુ.

## ૪ સમકિત (સમ્યગ્ દર્શન-સત્ય શ્રદ્ધા) ગુણ પ્રગટ કરવાની છત્રીસ ભાવના

આપણા જીવે અનાદિ કાળ થયા સમકિત ભાવના ન ભાવવાથીજ અનંત જન્મમરણનાં દુ:ખો ભોગવ્યાં છે. જેમ સૂર્ય ઉદય થતાં બધે સ્થળેથી અંધકાર નાશ પામે છે, તેમ સમકિત ગુણ પ્રગટ થતાં બધી જાતનાં દુ:ખો અને દોષો નાશ પામે છે.

જ્યારે સમજુ માણુસ રોટલો, છાશ અને કઢીમા સુખ અનુભવે છે ત્યારે અજ્ઞાની અથવા વિલાસી માણુસ અનેક જાતની ખાવાની ચીજો મળવા છતાં એકાદ વસ્તુ ન મળતા ક્રોધ, અરુચિ અને દુઃખ ભોગવે છે. તેવી રીતે સમકિતી જીવને, નરકમાં પણુ પોતાના જુના કરેલ પાપકર્મ નાશ થાય છે, પોતે શુધ્ધ થાય છે શરીરના મોહથી દુ:ખ થાય છે, આત્મા અજર, અમર, જ્ઞાનસ્વરૂપ છે તેવું વિચારી શાન્તિ અનુભવે છે. જ્યારે મિથ્યાત્વી જીવ બારમા દેવલોકનો મહાન્ દેવ હોય, છતાં મિથ્યાત્વ અને અજ્ઞાનને લઇ બીજા દેવોની વિશેષ સંપત્તિ જોઈ ઈર્ષા, દ્વેષ અને તૃષ્ણાના દુઃખથી દુ:ખી થાય છે. આ ઉપરથી સમકિત એટલે સાચી સમજણ, એજ સુખનું મૂળ છે, એવું જાણી આ ભાવનાઓ અવશ્ય ચિંતવન કરવી જોઇએ

પૂર્વાચાર્યો સમકિતની ભાવના ચિંતવન કરવાની શિખામણ આપતાં ફરમાવે છે કે હે ભવ્ય ! તુ ૭ મહિના સુધી બધા કોલાહલનાં કામ છોડી શુદ્ધ બ્રહ્મચર્ય પાળી શબ્દ રૂપ, ગંધ, રસ, સ્પર્શ એ પાંચ ઇંદ્રિયોના વિષયો, ક્રોધ, માન, માયા, લોભ, એ ચાર કષાય અને આર્ત-રૌદ્ર ધ્યાન (સંકલ્પ—વિકલ્પ) નો ત્યાગ કરી એકાગ્ર ચિત્તે સમકિત ભાવના ચિંતવન કર. મહિનામા તને અવશ્ય સમકિતગુણુ પ્રગટ થશે, આત્મદર્શન એટલે શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ થશે આ જ સિદ્ધના સુખનો અંશ અનુભવ છે.

આ સમકિત ગુણુ પ્રગટ થયા પછી મોક્ષની પ્રાપ્તિ નિશ્ચયે થાય છે આવી કલ્યાણકારી ભાવનાઓ શાસ્ત્રકારોએ અને પૂર્વાચાર્યોએ ભાવદયાથી અનંત જન્મ-મરણનાં દુઃખોથી બચાવવા ભવ્ય જીવો માટે ફરમાવી છે તે અનેક સ્થળેથી અહીં સંગ્રહ કરી છે. તેનું વાચન, મનન અને ચિંતવન કરવું તે પોતાનું જ પરમહિત સાધવનું કામ છે

(૧) સમકિત એટલે સાચી સમજણુ પ્રગટ થાઓ

(૨) મિથ્યાત્વ એટલે ખોટી સમજણુ નાશ પામો.

(૩) કુદેવ, કુગુરૂ, અને કુધર્મને સાચા કરી માનવા રૂપ વ્યવહાર મિથ્યાત્વ નાશ થાઓ

(૪) વ્યવહાર નયે, ૧ દેવ, સર્વજ્ઞ વીતરાગ પ્રભુ, ૨ ગુરૂ. તત્ત્વના જાણુ, જ્ઞાન, દર્શન, ચારિત્ર તપના પાળનારા મુનિવરો, ૩ ધર્મ, વિવેકપૂર્વક અહિંસા તથા વિષય, કષાય, ત્યાગ, એ વ્યવહાર દેવગુરુ અને ધર્મની મદદથી નિશ્ચય દેવ, ગુરુ, ધર્મને પામુ, નિશ્ચયમાં શુદ્ધ સિદ્ધ સ્વરૂપ હુ છું તેવા આત્માના અનુભવરૂપ સમકિત તે નિશ્ચય દેવ, હુ શરીર આદિ સકળ બાહ્ય પદાર્થોથી જુદો છું, અનંત

જ્ઞાનાદિ ગુણસ્વરૂપ છું, તેવું જ્ઞાન તે નિશ્ચય ગુરુ. ભોગાદિ સર્વ વસ્તુ પોતાની નથી એવું જાણી તેનો ત્યાગ કરી રાગદ્વેષ, મોહરહિત બની આત્મધ્યાનમાં વિચરવું તે નિશ્ચય ચારિત્ર, આ ગુણો મને પ્રગટ થાઓ.

(૫) તત્ત્વની અરુચિ તે મિથ્યાત્વનું ચિન્હ દૂર કરી તત્ત્વની અતિશય રુચિ તે સમકિતનું ચિન્હ પ્રગટ થાઓ.

[૬] ભય, દ્વેષ અને ખેદ નાશ થાઓ.

(૭) શરીર અને બીજા પદાર્થોને પોતાનાં માની હિંસા, વિષય, કષાય (ક્રોધાદિ) સેવું છું તે મિથ્યાત્વ નાશ થાઓ. જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપ, અશરીરી, અરૂપી, શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ એજ સમકિતગુણ પ્રગટ થાઓ.

(૮) આત્માથી જુદી વસ્તુને પોતાની માનવારૂપ મિથ્યાત્વ નાશ થાઓ. અધિકારી, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ આત્મા તેજ મારું સત્ય સ્વરૂપ છે એવી દૃઢ શ્રદ્ધારૂપ સમકિત ગુણ પ્રગટ થાઓ

(૯) અનાદિ કાળ થયાં મિથ્યાત્વે કરી, મોહે કરી, ભૂલે કરી, ઇન્દ્રિયસુખને પોતાનાં માન્યાં તે વિપરીત બુદ્ધિ એટલે મિથ્યાત્વ નાશ થાઓ. સર્વજ્ઞ વીતરાગ પ્રભુની સ્વ-પર પ્રકાશક (પોતાનું અને પરનું સ્વરૂપ સમજાવનાર) જિન વાણી સાંભળી આત્મિક સુખની ઇચ્છા પ્રગટ થાઓ.

(૧૦) વિષયસુખની ઇચ્છા તે કર્મરોગની ચળ છે, વિકાર છે તે નાશ થાઓ. આત્મિક સુખ, વિષયેચ્છા રહિત અબાધના સ્વરૂપ સત્ય સુખ પ્રગટ થાઓ.

(૧૧) આકુળતા-પર વસ્તુની અભિલાષા એજ દુઃખ છે તે નાશ થાઓ, નિરાકુલતા વસ્તુની ઇચ્છાનો, ત્યાગ, શાંત રસ, સમભાવ, નિર્વાંછકપણું એજ સત્ય સુખ પ્રગટ થાઓ.

(૧૨) કોઈ પણ સંયોગ, સુખ, દુઃખ દેનો નથી. હુંજ મોહે કરી રાગ દ્વેષની પ્રવૃત્તિએ કરી કલ્પિત સુખ, દુઃખ ઉત્પન્ન કરું છું, તે ધિક્કાર છે. સત્ય જ્ઞાન પ્રગટ થઇ મોહ, મિથ્યાત્વ દૂર થઇ સમકિતગુણ પ્રગટ થશે ત્યારે ધન્ય થશે.

[૧૩] પોતાના આત્મા સિવાયની સર્વ વસ્તુ પર છે, તેનો મોહ, મમત્વ ક્ષય થાઓ. આત્માના શુદ્ધ ગુણો પ્રગટ કરવાની રુચિ પ્રગટ થાઓ.

(૧૪) બાહ્ય વસ્તુ-શરીર, ધન, પરિવાર, વૈભવ, નિંદા, પ્રશંસા સુખ-દુઃખ માં ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિરૂપ મિથ્યાત્વ, બહિર-આત્મપણું ક્ષય થાઓ.

દુહો-પુદ્ગલમા રાચી રહે, એહી જાણે નિધાન,
તસ લાભે લોભી રહે, બહિરાતમ દુઃખ ખાન ॥ ૧ ॥
બાહિરાતમ તાકો કહે, લખે ન આત્મસ્વરૂપ,
મગ્ન રહે પર દ્રવ્યમેં, મિથ્યાવત અનૂપ. ॥ ૨ ॥

**ભાવાર્થ**-જે આત્મસ્વરૂપ નથી જાણતો અને ઇંદ્રિયોનાં સુખોમા રાચે છે. તે બહિરાત્મા એટલે મિથ્યાત્વી છે

આત્મજ્ઞાન, આત્મ-અનુભવ અને સમભાવ સ્વરૂપ તે અંતર આત્મપણું પ્રગટ થાઓ.

દુહો-પુદ્ગલ ભાવ રુચિ નહિ, તેમા રહે ઉદાસ,
અંતર આતમ એ લહે, પરમાતમ પરકાશ ॥ ૧ ॥

(૧૫) શરીરમોહથી શરીરધારી થઇ સદા જન્મ મરણ કરવાં પડે છે, શરીરમોહ ક્ષય થાઓ, અને પરમાત્મસ્વરૂપ પ્રગટ થાઓ.

દુહો-ન્યારો આત્મસ્વરૂપમાં, ન્યારો પુદ્ગલ ખેલ,
પરમાતમ તવ જાણીએ નહિ જસ ભવકો મેલ ॥ ૧ ॥

**ભાવાર્થ**-જે આત્મસ્વરૂપમા લીન છે, પુદ્ગલને સદા ભિન્ન અનુભવે છે, સર્વજ્ઞ વીતરાગ થયા છે અને ફરી ભવ કરવો નથી તે પરમાત્મસ્વરૂપ મને પ્રગટ થાઓ.

(૧૬) હુ એક છુ, શુદ્ધ છુ, બુદ્ધ છુ, અરૂપ છું, અન્ય દ્રવ્યથી નિર્મમત્વ છુ, પુદ્ગલથી સર્વથા ભિન્ન છુ, જ્ઞાન, દર્શનથી અભિન્ન છું, તથા એક સ્વરૂપ અને પ્રતિપૂર્ણ છુ, આનદ સ્વરૂપ છુ અતીંદ્રિય [ઇદ્રિયરહિત], નિરાકુલ, [વાંછારહિત] આત્મિક સુખથી ભરપૂર છુ, આ ગુણો મને શીઘ્ર પ્રગટ થાઓ

[૧૭] ઇંદ્રિયસુખમાં આનંદ અને દુ ખમા ખેદબુદ્ધિ નાશ થાઓ અને સયમ એટલે ત્યાગમા અરુચિ તે મિથ્યાત્વનુ લક્ષણ નાશ થાઓ.

[૧૮] વિષય અભિલાષ દૂર થઈ આત્મકલ્યાણની ઇચ્છા પ્રગટ થાઓ

(૧૯) સ્યાદ્વાદ એટલે અનેક નય, અભિપ્રાય, અપેક્ષા, જાણી સાચી સમજણ પ્રગટ થાઓ.

(૨૦) વિષયનાં સાધન-શરીર, ધન, સ્ત્રી, પતિ, પરિવાર, મકાન, વસ્ત્ર, ઘરેણાં અને વૈભવમા પોતાપણું, તે મિથ્યાત્વ નાશ થાઓ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ આત્માના ગુણોમા પોતાપણુ, તે જ સમકિતગુણ પ્રગટ થાઓ.

[૨૧] ભોગ, ઉપભોગ અને સંસારી કામોમાં રાચું છું તે મિથ્યાત્વ નાશ થાઓ; જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાં રાચીશ તે દિન ધન્ય થશે.

[૨૨] સંસારનાં કામ અને આઠ કર્મનો કર્તા થાઉ છું તે માટે ધિક્કાર છે. જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ પોતાના સ્વરૂપનો કર્તા થઇશ ત્યારે ધન્ય થશે.

[૨૩] ઇન્દ્રિયોનાં સુખદુઃખનો ભોકતા થાઉં છુ, તે ધિક્કાર છે આત્મિક સુખનો ભોકતા થઇશ ત્યારે ધન્ય થશે

[૨૪] સાધ્ય તેવાં સાધન; મિથ્યાત્વીનું સાધ્ય, વિષય સુખ હોય જેથી શરીર, ધન, ભોગ મેળવી રાજી થાય; સમદ્રષ્ટિનું સાધ્ય, આત્મિક સુખ હોય જેથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની પ્રાપ્તિ કરી આનંદ માને.

દુહો-પરમ જ્ઞાન તે આત્મ છે, નિર્મળ દર્શન એહ,

ગુણ તેજ ચારિત્ર ને, નિર્મળ તપ પણ એહ ॥૧॥

[૨૫] શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ પુદ્દગલ છે, જડ છે, અચેતન છે, આત્માથી તદ્દન જુદી-ભિન્ન વસ્તુ છે. તેમાં મારાપણું અથવા સુખદુઃખ બુદ્ધિ દૂર થઇ અનંત જ્ઞાનાદિ ગુણસંપન્ન શુદ્ધ આત્મા હું છું એવી સાચી સમજણ તે સમકિતગુણ પ્રગટ થાઓ.

[૨૬] દ્રવ્ય કર્મ, (આઠ કર્મ જે આત્માને લાગેલાં છે) ભાવ કર્મ, (રાગ, દ્વેષ, મોહ) અને નોકર્મ, (કર્મનું ફળ, શરીર ઇંદ્રિયાદિ) પુદ્દગલ છે, જડ છે, આત્માથી તદ્દન જુદી-ભિન્ન વસ્તુ છે, તેમાં મારાપણું અથવા સુખદુઃખ બુદ્ધિ દૂર થઇ, સર્વ કર્મરહિત અનંત જ્ઞાનાદિ ગુણસંપન્ન શુદ્ધ આત્મા હું છું એવી સાચી શ્રદ્ધા, તે સમકિતગુણ પ્રગટ થાઓ.

[૨૭] આઠ કર્મ અને તેની ૧૪૮ પ્રકૃતિ [જુદી જુદી બોલીને વિચારવી કે તે] પુદ્દગલ છે, જડ છે, અચેતન છે, આત્માથી ભિન્ન છે, તેમા મારાપણું તથા સુખદુઃખ બુદ્ધિ હર્ષ-શોક, રાગ-દ્વેષ નાશ થાઓ, અને સર્વ કર્મરહિત હું સિદ્ધ સ્વરૂપ છું, તેવી સાચી શ્રદ્ધા [નિશ્ચય] ઉત્પન્ન થાઓ.

[૨૮] હું એક છું, શુધ્ધ છું, બુદ્ધ [અનંત જ્ઞાન] યુક્ત છું. અરૂપી છુ, અન્ય સર્વ વસ્તુથી ભિન્ન છું, જ્ઞાન, દર્શન, સુખ અને શક્તિથી ભરપૂર છું. નિત્ય છુ, સત [ઉત્પન્ન, વિનાશ, ધ્રુવ ગુણયુક્ત] છું, આનંદ સ્વરૂપ છું. આ મારા ગુણો છે એવી અનુભવસહિત અંતઃશ્રદ્ધા [નિશ્ચય] તે સમકિતગુણ પ્રગટ થાઓ.

[૨૯] એક સમકિત ગુણ એવો છે કે જે મિથ્યાજ્ઞાન, મિથ્યાચારિત્ર વગેરે અનત દોષોને ગુણરૂપ બનાવે છે સમકિત થતા તે જ સમ્યગ્ જ્ઞાન, તે સમ્યક્ ચારિત્ર વગેરે થાય છે તે પ્રગટ થાઓ

(૩૦) સમકિતનો અર્થ.

(ચોપાઈ)

સત્યપ્રતીતિ અવસ્થા જાકી, દિન દિન રીતિ ગેહ સમતાકી,
છિન છિન કરે સત્ય કો સાકો, સમકિત નામ કહાવે તાકો.

**ભાવાર્થ**—આત્માનું સાચુ સ્વરૂપ નિશ્ચય પૂર્વક જાણે, હમેશાં સમતા ભાવ વધે, પ્રતિક્ષણે આત્માનો અનુભવ થાય, તેને સમકિત કહે છે તે પ્રગટ થાઓ.

(૩૧) સમકિતના વ્યવહારથી પાચ લક્ષણ છે તે પ્રગટ થાઓ સમ (સમતા ભાવ) સવેગ (ધર્મ–ધર્મી અને ધર્મનુ ફળ, મોક્ષની અતિશય પ્રીતિ અને ભક્તિ), નિર્વેદ (વિષયવિકારની અરુચિ, ત્યાગમા આનંદ), અનુકંપા (દ્રવ્ય–ભાવ દુખ દૂર કરવાની મદા ચિંતા), આસ્થા (સત્ય તત્વોની શ્રદ્ધા–નિશ્ચય, નિશ્ચયસમકિતનું લક્ષણ, શુદ્ધ આત્માનો અનુભવ, સ્વાનુભૂતિ, સ્વ સ્વરૂપનો આનંદ, ઇંદ્રિય–રહિત–આત્મિક સુખને ભોગવવુ, નિરાકુળ, અવિકારી, શાત રસમા સ્થિરતા) આ ગુણ પ્રગટો.

**દુહો**—આપા પરિચૈ નિજ વિષૈ, ઉપજે નહિ સદેહ,
સહજ પ્રપચરહિત દશા સમકિત લક્ષણ એહ. ૧

**ભાવાર્થ**—આત્માનો અનુભવ આત્મામા કરે તેમાં કદી અસ્થિર ન થાય. સ્વાભાવિક પ્રપચ (વિષય, કષાય) રહિત હોય તે સમકિતનુ લક્ષણ પ્રગટ થાઓ.

(૩૨) સમકિતના આઠ ગુણો પ્રગટ થાઓ.

**દુહો**—કરુણા વત્સલ સુજનતા, આતમનિંદા પાઠ;
સમતા ભક્તિ વિરાગતા, ધર્મરાગ ગુણ આઠ ॥૧॥

**ભાવાર્થ**—કરુણા, મૈત્રી, ગુણાનુરાગ, આત્મનિંદા (પોતાના દોષ માટે પશ્ચાત્તાપ) સમભાવ, શ્રદ્ધા, ઉદાસીનતા (રાગ–દ્વેષ રહિત રહેવું તે) અને ધર્મ–પ્રેમ આ ગુણો પ્રગટ થાઓ

(૩૩) સમકિતના પાચ ભૂષણ—

દુહો—ચિત્ત પ્રભાવના ભાવ યુત, હેય ઉપાદેય વાણી;
ધીરજ હર્ષ પ્રવીણતા, ભૂષણ પંચ વખાણી ॥૧॥

**ભાવાર્થ**—(૧) પોતાને અને બીજાને જ્ઞાનની વૃદ્ધિ કરવી. (૨) વિવેકપૂર્વક સત્ય, પ્રિય અને હિતકર બોલવું. (૩) દુઃખમાં ધીરજ રાખવી, સત્યને ન છોડવું. (૪) સદા સંતોષી [આનંદી] રહેવું, અને [૫] તત્ત્વમાં પ્રવીણ થવું, આ ગુણો પ્રગટ થાઓ.

[૩૪] સમકિતને મલીન કરનાર આઠ મદ–જાતિ, લાભ, કુળ, રૂપ, તપ, બલ, વિદ્યા અને અધિકારનો ગર્વ ન થાઓ.

### આઠ મળ દોષ

દુહો—આશંકા અથિરતા વંછા, મમતા દ્રષ્ટિ દશા દુગંચ્છા,
વત્સલરહિત દોષ પરભાખે, ચિત્ત પ્રભાવના માંહિ ન રાખે. ॥૧॥

[૧] સત્ય તત્ત્વમાં સંશય, [૨] ધર્મમાં અસ્થિરતા [૩] વિષયની વાંછા. [૪] દેહ, ભોગ વગેરેમાં મારાપણું [૫] પ્રતિકૂળ પ્રસંગમાં તિરસ્કાર–અરુચિ. [૬] ગુણાનુરાગ ન હોવો. [૭] કોઈના દોષ બોલવા અને [૮] પોતાને અને બીજાને જ્ઞાનની વૃદ્ધિ ન કરવી. દેવ, ગુરૂ, ધર્મ અને શાસ્ત્રની પરીક્ષા ન કરવી તે મૂઢતા, આ સર્વ દોષો સમકિત ગુણને મલિન કરે છે તે સદા છોડું.

[૩૫] સમકિતનો નાશ કરનાર, પાંચ કારણ સદા છોડવાની બુદ્ધિ રહો.

દુહો—જ્ઞાન ગર્વ મતિમંદતા, નિષ્ઠુર વચન ઉદ્ગાર,
રૂદ્રભાવ આળસ દશા, નાશ પંચ પ્રકાર ॥૧॥

[૧] જ્ઞાનનો ગર્વ કરવો [૨] તત્ત્વ જાણવામાં મંદ રુચિ અને મંદ પ્રયત્ન, [૩] અસત્ય અથવા નિર્દય વચન બોલવું. [૪] ક્રોધી પરિણામ [૫] આળસ; આ પાંચ સમકિત નાશક દોષોથી સદા બચીશ. સમકિતના પાંચ અતિચાર.

દુહો—લોક હાસ્ય ભય ભોગ રુચિ. અગ્ર શોચ થિતિમેવ;
મિથ્યા આગમકી ભક્તિ, મૃષાદર્શની સેવ. ॥૧॥

[૧] મારી સમકિતાદિ પ્રવૃત્તિથી લોકો હસશે તેવો ભય રાખવો તે શંકા [૨] પાંચ ઇન્દ્રિયોના ભોગની રુચિ કરવી તે કંખા (આકાંક્ષા દોષ), [૩] ભવિષ્યની ચિંતા તે વિતિગિચ્છા. [૪–૫] ખોટા દેવ, ગુરુ, ધર્મની પ્રશંસા કરવી અથવા સેવા કરવી, આ પાંચ અતિચાર સદા છોડીશ.

[૩૬] પરવસ્તુને પોતાની માની, ક્રોધ-માન-માયા (કપટ) લોભ થાય, મિથ્યાત્વ મોહની [ખોટામાં આનંદ], મિશ્ર મોહની [સત્ય, અસત્ય બન્નેમા આનંદ] સમકિત મોહની [સત્યમાં કંઇક મલિનતા], આ સાત પ્રકૃતિ દૂર કરવાથી સમકિત ગુણ પ્રગટ થાય છે, તે સાતે પ્રકૃતિનો હું નાશ કરી, સદા સમકિતગુણ ધારણ કરી અનંત અક્ષય સુખ પામીશ.

દુહો—પ્રકૃતિ સાત મોહની, કહું જિનાગમ જોય,
જેનો ઉદય દૂર કર્યે, સમ્યગ્ દર્શન હોય ॥૧॥

## (૫) સદ્‌ગુણ પ્રાપ્તિ અને દુર્ગુણ નાશ કરવાની ૭૨ ભાવનાઓ.

૧ મે મારા આત્માના સ્વરૂપને ઓળખ્યું નહિ તેને માટે ધિક્કાર છે હું મારા આત્મસ્વરૂપનુ સત્ય જ્ઞાન કરીશ તે દિવસ ધન્ય થશે.

૨ શરીર, કુટુબ, ધન તથા બાહ્ય પદાર્થોને મારા માનુ છું તે માટે ધિક્કાર છે શરીર, કુટુંબ, ધન તથા બાહ્ય પદાર્થોનો મોહ છોડીશ તે દિવસ ધન્ય થશે,

૩ શરીર, ઇંદ્રિયસુખ તથા પરિવારના માટે બહુ પાપકર્મ કરૂં છું, કરાવું છુ, કરતાને ભલુ જાણું છું તે મને ધિક્કાર છે, બધા પાપકર્મ છોડીને આત્માનું કલ્યાણ કરવાવાળો અહિંસા, સંયમ, તપરૂપ ધર્મ પાળીશ તે દિવસ ધન્ય થશે.

૪ અનેક નાના તથા મોટા જીવોની પ્રમાદવશ હિંસા કરૂં છું તે માટે ધિક્કાર છે. અહિંસાપાલન કરવાની શકિત પ્રગટ થાઓ.

૫ જૂઠું બોલુ છું તેના માટે ધિક્કાર છે. સાચુ, પ્રિય અને હિતકર બોલનો અભ્યાસ પ્રગટ થાઓ

૬ વગરવિચારે બોલું છુ તે માટે ધિક્કાર છે. પૂર્ણ વિચાર કરી જરૂરી, પ્રિય, સત્ય અને થોડુ બોલવાના ગુણ પ્રગટ થાઓ

૭ ચોરી કરી તે માટે ધિક્કાર છે (દાન ન દેવું, સેવા ન કરવી તે પણ ચોરી, ત્રસ, સ્થાવર જીવને મારવા તે પ્રાણ લૂટનાની મોટી ચોરી છે) ચૌર્ય-ચોરી ન કરવાનો ગુણ પ્રગટ થાઓ.

૮ વિષય સેવન કીધું તેના માટે ધિક્કાર છે, શુદ્ધ બ્રહ્મચર્ય ગુણ પ્રગટ થાઓ

૯ તૃષ્ણા કરી તેના માટે ધિક્કાર છે, સંતોષ ગુણ પ્રગટ થાઓ.

૧૦ પતિ, [સ્ત્રી] પરિવાર, ધનાદિમા મમતા રાખી તેને માટે ધિક્કાર છે, સંસારની બધી વસ્તુઓની મમતા નાશ થાઓ.

૧૧ ક્રોધ કરૂં છું તેના માટે ધિક્કાર છે, ક્ષમા ગુણું પ્રગટ થાઓ

૧૨ માન કરૂં છુ તેના માટે ધિક્કાર છે વિનય ગુણ પ્રગટ થાઓ.

૧૩ માયા કપટ કરૂં છું તેને માટે ધિક્કાર છે. સરળતા [નિષ્કપટતા] પાસે થાઓ.

૧૪ લોભ કરૂ છું તેના માટે ધિક્કાર છે ઉદારતાનો ગુણ પ્રગટ થાઓ.

૧૫ રાગ કર્યો તે માટે ધિક્કાર છે, વૈરાગ્ય ગુણ પ્રગટ થાઓ.

૧૬ દ્વેષ કર્યો તે માટે ધિક્કાર છે, બધાના ગુણ લેવાની બુદ્ધિ પ્રગટ થાઓ

૧૭ કલહ, કંકાસ કર્યો તેના માટે ધિક્કાર છે સમતા ગુણ પ્રગટ થાઓ

૧૮ વિકથા (નકામી વાતો) કરી તેના માટે ધિક્કાર છે, ધર્મ કથા કરવાનો ગુણ પ્રગટ થાઓ.

૧૯ પરનિંદા બહુ કરી તે માટે ધિક્કાર છે, ગુણાનુવાદ (બીજાનાગુણ) કરવાની ટેવ પડો

૨૦ સાંસારિક કામોમાં આનંદ માન્યો, તે માટે ધિક્કાર છે. ધર્મમાં આનંદ થાઓ.

૨૧ પરવસ્તુ શરીર, આદિને પોતાનાં મનવાં તે મિથ્યાત્વ નાશ થાઓ જ્ઞાન દર્શન, ચારિત્ર એજ મારી વસ્તુ છે એની માન્યતા રૂપ સમકિત ગુણ પ્રગટ થાઓ.

૨૨ અજ્ઞાન દશામાં છુ તે માટે ધિક્કાર છે અનંત જ્ઞાન [કેવળ જ્ઞાન] પ્રગટ થાઓ.

૨૩ સમ્યક્જ્ઞાન શીખવામાં આળસ કરૂં છું તે માટે ધિક્કાર છે. અપૂર્વ તત્ત્વજ્ઞાન [આત્મજ્ઞાન] હમેશા શીખીશ તે દિવસ ધન્ય થશે.

૨૪ નિદ્રા [ઊંઘ] બહુ લઉં છું તે માટે ધિક્કાર છે. નિદ્રા છોડી ધર્મધ્યાનમાંજ રહીશ તે દિવસ ધન્ય થશે.

૨૫ સુખમાં રાજી અને દુઃખમાં દિલગીર થાઉં છું તે માટે ધિક્કાર છે. સમભાવ ગુણ પ્રગટ થાઓ.

૨૬ મોહ કરૂં છુ તે માટે ધિક્કાર છે નિર્મોહી ગુણ પ્રગટ થાઓ.

૨૭ શરીરને મારૂં માનું છું તે માટે ધિક્કાર છે. શરીરમોહ નાશ પામો.

૨૮ યશ, કીર્તિની ઇચ્છા કરૂં છું તે માટે ધિક્કાર છે. સ્તુતિ, નિંદામા સમભાવ ગુણ પ્રગટ થાઓ.

૨૯ ઉત્તમ કામ કરવામા ખોટો ભય કરૂ છું તે માટે ધિક્કાર છે. ઉત્તમ કામોમાં અભય ગુણ પ્રગટ થાઓ

૩૦ પાપનાં કામોમાં અભય રહુ છુ તે માટે ધિક્કાર છે પાપનું કામ કરતાં ભય પામી તે છોડીશ ત્યારે ધન્ય થશે

૩૧ પાપ કરવામા ચતુરાઇ કરૂં છુ તે માટે ધિક્કાર છે. પાપ કામમા ચતુરાઇ નાશ થાઓ. ધર્મ કાર્યોમા તથા પાપ ઘટાડવામા ચતુરાઇ પ્રાપ્ત થાઓ.

૩૨ પાપ કરવામા પુરૂષાર્થ કરૂ છુ તે માટે ધિક્કાર છે પાપ ઘટાડવામાં તથા ધર્મ કરવામા [પુરૂષાર્થ] ઉદ્યમ પ્રગટ થાઓ.

૩૩ પાપ કર્મ કરવામા બળ વાપરૂ છું તે માટે ધિક્કાર છે પાપ ઘટાડવામાં તથા ધર્મ કાર્ય કરવામાં [શક્તિ] પ્રગટ થાઓ

૩૪ પાપ કર્મ કરવામાં ધૈર્ય રાખું છું તે માટે ધિક્કાર છે, ધર્મ કાર્યમાં ધૈર્ય પ્રગટ થાઓ

૩૫ પાપ કર્મ કરવામા દઢતા રાખુ છું તે માટે ધિક્કાર છે. પાપ ઘટાડવામા તથા ધર્મ કાર્ય કરવામા દઢતા પ્રાપ્ત થાઓ.

૩૬ પાપ કર્મ કરવામાં શૂરવીરતા કરૂં છું તે માટે ધિક્કાર છે પાપ ઘટાડવામા તથા ધર્મ કાર્યમા શૂરવીરતા પ્રાપ્ત થાઓ

૩૭ પાપ કાર્ય કરવામાં પ્રતિ રાખું છુ તે માટે ધિક્કાર છે. પાપ ઘટાડવામાં તથા ધર્મ કાર્યમા પ્રતિ પ્રગટ થાઓ.

૩૮ પાપ કાર્ય કરવામાં સફળતા ચાહુ છું. તે માટે ધિક્કાર છે, પાપ ઘટાડવામાં તથા ધર્મ કાર્યમાં સફળતા પ્રાપ્ત થાઓ.

૩૯ અભિમાન કરૂ તે માટે ધિક્કાર છે, નમ્રતા ગુણ પ્રગટ થાઓ

૪૦ બાહ્ય પદાર્થ મેળવવામાં પુરુષાર્થ (ઉદ્યમ) કરૂં છું તે માટે ધિક્કાર છે. આત્મહિતના કાર્યમા પુરુષાર્થ કરીશ તે દિવસ ધન્ય થશે.

૪૧ કઠણ શબ્દથી બેગજી અને મધુર શબ્દ ઉપર રાજી થાઉં છું તે માટે ધિક્કાર છે, સારા-ખૂરાં વચન ઉપર સમભાવ ગુણ પ્રગટ થાઓ.

૪૨ સાંસારિક વાતો સાંભળી તે માટે ધિક્કાર છે. ધર્મની વાતો હમેશાં સાંભળીશ ત્યારે ધન્ય થશે.

૪૩ બાહ્યદ્રષ્ટિ પરપુદ્‌ગલમાં રાખું છું તે માટે ધિક્કાર છે, આત્મદષ્ટિ પ્રગટ થાઓ

૪૪ સારી ગંધ આવ્યે હર્ષ, અને દુર્ગંધ આવ્યે શોક કર્યો તે માટે ધિક્કાર છે સુગંધ, દુર્ગંધમા સમભાવ પ્રગટ થાઓ.

૪૫ મોહના વશ થઇ રૂપ દેખ્યા તે માટે ધિક્કાર છે. દ્રષ્ટિ સંયમ પ્રગટ થાઓ, દ્રષ્ટિ કુશીલ નાશ થાઓ.

૪૬ સારા-ખૂરા સ્વાદમાં હર્ષ શોક કર્યો તે માટે ધિક્કાર છે. બધા સ્વાદો માં સમભાવ પ્રગટ થાઓ.

૪૭ હું ખાઉકણુ (ખાવાનો લાલચી) થયો તે માટે ધિક્કાર છે. રસેંદ્રિય પર સંયમ પ્રાપ્ત થાઓ.

૪૮ ખાવા પીવામાં તૃષ્ણા કરી તે માટે ધિક્કાર છે. ભોજનમાં સંયમ (અંકુશ) કરીશ તે દિવસ ધન્ય છે.

૪૯ ભોગની અભિલાષા કરૂં છું તે માટે ધિક્કાર છે. સર્વ પ્રકારે ભોગની ઇચ્છા નાશ થાઓ.

૫૦ અનીતિથી ધન ભેગું કર્યું તે માટે ધિક્કાર છે. ન્યાયસંપન્ન ધનમાં સંતોષ પ્રાપ્ત થાઓ.

૫૧ લોકભયથી કુરિવાજ કરૂં છું તે માટે ધિક્કાર છે. કુરિવાજ છોડવાની હિંમત પ્રગટ થાઓ.

૫૨ કુટુમ્બનો મોહ કરૂં છું તે માટે ધિક્કાર છે. સર્વ જગતના જીવ માત્રથી મિત્ર ભાવના પ્રગટ થાઓ.

૫૩ રાગદ્વેષ કરૂં છું તે માટે ધિક્કાર છે. સમભાવ પ્રગટ થાઓ,

૫૪ અસંયમ નાશ થાઓ. સંયમગુણ પ્રગટ થાઓ.

૫૫ કુજ્ઞાન (અજ્ઞાન) નાશ થાઓ, સુજ્ઞાન (સમ્યગ્ જ્ઞાન) પ્રગટ થાઓ.

૫૬ નિયાણુ એટલે કરણીના ફળની ઇચ્છા આજ સુધી કરી તે માટે ધિક્કાર છે. તે ક્ષય થાઓ ઇચ્છારહિત આત્માના સ્વભાર તરીકે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનુ પાલન થાઓ

૫૭ આહારની ઇચ્છા (સંજ્ઞા) નાશ થાઓ. અણાહારક (નિરાહાર) આત્માનો શુદ્ધ ગુણ પ્રગટ થાઓ.

૫૮ અનિત્ય, અશરણ, અનંત દુઃખહેતુ, કામભોગની ઇચ્છા નાશ થાઓ. નિત્ય શરણભૂત અનંત સુખ હેતુ શુદ્ધ બ્રહ્મચર્યનું સદા પાલન થાઓ.

૫૯ ચારિત્ર ગુણનો વિકાર (મલિન અવસ્થા) ભોગેચ્છા નાશ થાઓ. ચારિત્ર ગુણનો અવિકાર (શુદ્ધ અવસ્થા) બ્રહ્મચર્ય પ્રગટ થાઓ.

૬૦ અતિ ક્રૂરતા, અતિ દ્વેષ, વિષયાંધતા, ગુણીની નિંદા આદિ+મહા મોહનીય કર્મબંધનનાં કારણ સેવ્યાં તે માટે ધિક્કાર છે દયા, ગુણાનુરાગ, વિષયત્યાગ અને સમભાવના સેવનથી મહા મોહનીય કર્મ નાશ થાઓ

૬૧ જ્ઞાન નાશના ચાર કારણ—(૧) ×સદોષ આહારપાણી (૧) કાળોકાળ જ્ઞાન ધ્યાનમાં પ્રમાદ, (૩) આગલી તથા પાછલી રાત્રે ધર્મ જાગરણા ન કરવી (૪) વિકથા, જ્ઞાન ધ્યાન સિવાયની વાતો કરવી આ ચારમાનું એક પણ કારણ સેવન કર્યું હોય તે ધિક્કાર છે. ચાર દોષોનો ત્યાગ કરી સમ્યગ્ જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના હોજો.

૬૨ ચાર દુઃખ-સેજા—(૧) પર વસ્તુને પોતાની માનવી (૨) પોતાના લાભમાં સંતોષ ન માનતા બીજાના લાભની ઇચ્છા કરવી (૩) ભોગની વાચ્છા કરવી (૪) રોગ, ઉપસર્ગ આવતા ગભરાઇ જવુ, આકુળ વ્યાકુળ થવુ, હિંસાજન્ય ઉપાય સેવો આ ચાર દુઃખ-સેજા સેવી તે ધિક્કાર છે, તે ક્ષય થાઓ. ચાર સુખ-સેજા—(૧) આત્મ અનુભવ (૨) સંતોષ (૩) વિષય સંયમ (૪) દુઃખમાં ધૈર્ય પ્રગટ થાઓ

૬૩ જડવાદ એટલે શરીરચિંતા, ભોગવાંચ્છા, વિલાસી જીવન, ધન-મોહ ક્ષય થાઓ, આત્મવાદ, ભેદજ્ઞાન, વિષયત્યાગ, ઉત્કૃષ્ટ દાન અને સમભાવ પ્રગટ થાઓ.

---

+ જેની સ્થિતિ ઉત્કૃષ્ટ સિત્તેર (૭૦) ક્રોડાક્રોડ સાગરોપમની છે અને જે પરંપર અનંત જન્મમરણનું કારણ છે તેને **મહામોહનીય** કર્મ કહે છે.

× હિંસાવાળો તથા રાગદ્વેષયુક્ત

૬૪ આજ સુધી મિથ્યાત્વે કરી, ભૂલે કરી, ભ્રમે કરી, શરીર, ઇંદ્રિયો અને વિષય દ્વારા કર્મ બાંધ્યાં તે માટે ધિક્કાર છે. તે કર્મ નાશ થાઓ અને કર્મરહિત સિદ્ધ અવસ્થા પ્રગટ થાઓ

૬૫ રાગ, દ્વેષ, મોહ, (મિથ્યાત્વ) રૂપ કર્તાપણું, કર્મચેતના ક્ષય થાઓ સમતાભાવ પ્રગટ થાઓ.

૬૬ ઇંદ્રિયોના વિષયમાં સુખદુઃખ બુદ્ધિ, ભોક્તાપણું, કર્મફળ ચેતના નાશ થાઓ. સમતાભાવ પ્રગટ થાઓ.

૬૭ પરને પોતાનું જાણવા રૂપ અજ્ઞાન ચેતના નાશ થાઓ. રાગદ્વેષ રહિત ઉદાસીન ભાવે જ્ઞાતાપણું, જ્ઞાનચેતના પ્રગટ થાઓ.

૬૮ મનના સંકલ્પ-વિકલ્પ (ઇષ્ટ–અનિષ્ટ બુદ્ધિ) નાશ થાઓ. નિર્વિકલ્પ અવસ્થા પ્રાપ્ત થાઓ.

૬૯ ધ્યાન, મૌન, સમાધિ પ્રાપ્ત થાઓ

૭૦ સકળ શાસ્ત્રના સારભૂત, આત્મ સ્વરૂપનું જ્ઞાન પ્રગટ થાઓ.

૭૧ કર્મબંધનનું કારણ–મન, વચન, કાયા રાગ અને દ્વેષનો નાશ થાઓ.

૭૨ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ મોક્ષમાર્ગની પૂર્ણ આરાધના થાઓ.

વાંચન અથવા શ્રવણથી સામાન્ય બોધ થાય છે મનન કરવાથી જ્ઞાન, સંશય રહિત અને દૃઢ થાય છે અને નિદિધ્યાસ, તત્ત્વ વિચાર, વારંવાર તેજ વિષયનું ચિંતવન એટલે ભાવના અને ધ્યાનદ્વારા અંદરના આત્માનાં આવરણો નાશ પામે છે, મિથ્યાત્વની ગાંઠ છેદાય છે અને આત્મદર્શન એટલે શુદ્ધ સમકિત ગુણ પ્રગટ થાય છે. એટલે નિદિધ્યાસ ભાવનાનુ ફળ મોક્ષ છે, માટે પહેલી પાંચ ભાવનાઓ હમેશાં નિત્ય નિયમમાં ચિંતવન કરવી જોઇએ નવકાર, નવકાર સ્વરૂપ સમકિતના ૪ ગુણ, સમકિત અને સદ્‌ગુરુ પ્રાપ્તિની ભાવના અવશ્ય ચિંતવન કરવી.

**સમાપ્ત**